# ભમતો ભુત.

લંડનમાં રહેતો, મી. કારલો નામનો એક તવંગર અમેરીકન, પોતાની મેરાયલી ગવેનડોલીનને માટે સાઠ લાખ રૂપ્યાની કીંમતનો એક હીરાનો નેકલેસ બનાવવાનો ઓરડર, અમેરીકાના જાણીતા ઝવેરીઓ આરાબીન અન્ કું. ને આપે છે; નેકલેસ તઇયાર થાય છે, અને કારલો, પોતાના જવાન સોલીસીટર ભાગ્યેજ વેડ હીલડરેઠને સાઠ લાખ રૂપ્યાના ચેક સહીત અમેરીકા મોકલે છે, જે પોતાના સેક્રેટરી મારકો (રોલો) સહીત અમેરીકા ઉપડી જાય છે.

બદમાશોનો બદમાશ, અને અઠંગ ઉઠાવગીર, આ ભમતો ભુત, કે જેની યોજના સંપુર્ણ છે, અને જેના આખાં અમેરીકામાં જાસુસો અને મળત્યાઓ છે, તેને, ઝહવેરી અરાબીનના સેક્રેટરી વીલ્યમ મારફતે, વેડ હીલડરેઠને અમેરીકા આવવાની ખબર પડે છે; તે આ હીલડરેઠને સપાટામાં લઇ, પેલો સાઠ લાખ રૂપ્યાનો ચેક હજમ કરવાનો ઠરાવ કરે છે.

મેર્ના લાઇટ નામની એક એકટરેસ, કે જેણી, કોઇક રીતે આ ભુતા ભુખના હાથપર સપડાયલા જેવી જણાય છે, તેણીને તેનું આ ખુના નીનું કામ બીલકુલ ગમતું નથી, તેણી અવાર નવાર સામે થાય છે;

આ તરફ વેડ હીલડરેઠને છટકાંમાં લેવાની ભમતા ભુત તરફથી તઇયારી ચાલે છે. તે પોતાના મળત્યાઓને, ઝવેરી અરાબીન તરફથી ગયા હોય તે રીસમે ખોટા કાર્ડ આપી હીલડરેઠને લેવા મોકલે છે, અને એક મોટાં હોટલમાં, બાવીસમા મજલાપર તેને માટે ગોઠવણ કરે છે.

વેડ હીલડરેઠની સ્ટીમર આવી લાગે છે અને બદમાશો તરફનાં કાવત્રાંની હસતીથી અંજાણુ હીલડરેઠ પેલાં હોટલમાં જાય છે, મગર બાવીસમાં માળની ઉંચાઇ તેને પસંદ ન આવવે, તે નીચલા માળપર ઓરડો લવે છે, એ રીતે ભમતા ભુતની ગોઠવણ ગોમા' આડકત્રી રીતે ઉંધી વલે છે.

મગર આ તરફ ભમતો ભુત હતો ! પોતાના નીસ્ફલ નીવડેલા ગોઠ્યાઓપર લ્યાનત, ફીટકાર દરશાવી, તે બીજી યોજના રચે છે; અને હીલડરેઠપર, ઝવેરી અરાબીનને નામે ટેલીફોન કરી, તે દીવસે રાત્રે તેને એક નાટકશાળામાં બોલાવે છે, અને ત્યાંથી તેનો રસ્તો કરી નાખવાનું—તે પોતાના મળત્યાઓને જણાવે છે,

મેર્ના લાઇટ આ સઘળું સમજે છે, અને તેણી હીલડરે'

અત્રે હીલડરેઠને એક ચીઠી મલે છે, જે મુજબ તે મોર્ન લાઇટને મલવા જાય છે. મોર્ન લાઇટ પોતાંની દાસીને કામને બાહને બાહેર મોકલી રેઠઆપે છે, જો કે આ દાસી તેણીની નોકર હતી, મગર ખરેખર તો ભમતા ભુતે તેણીને, બાપડી મોર્નપર જાસુસી કરવા માટે રોકેલી હતી; અને બનતું આવ્યું છે તેમ આ દાસીએ, મોર્ન લાઇટપર જાસુસી કરવા સહીત, ખુદ ભમતા ભુતપર પણ જાસુસી રાખી, તેના સઘલી હીલચાલોથી સદા વાકેફ રહે । માડયું હતું

મોર્ન લાઇટ, આપણા હીલડરેઠને ઉતાવળમાં ઘણાક ભેદી હુકમો આપે છે, અને કોઇ આવી લાગે તો તે ટેડ ડાલી હતો; એમ કહેવા કહી. તે રાત્રે બીશપને ત્યાં ખાનગી ડાઇનીગ રૂમમાં મલવા કહે છે; દાસી એ અરસામાં આવી લાગે છે, અને હુકમ મુજબ હસી હસીને હીલડરેઠ બાહેર પડે છે.

તે અતી ઘણા વીચારમાં પડી જાય છે, અને પાછો બોક્ષ માહેલી પોતાની જગ્યાપર જવાને બદલે તે અરાબીન ઝવેરીને ત્યાં ટેલીફોન કરે છે, જે પરથી તેને જણાય છે કે અરાબીન પોતે તો ત્રણ દીવસો થયાં કેથે બાહેર ગામ ગયલો હતો!

આ બધો ભરમ શું હતો, તે જાણવા તે હવે મોર્ન લાઇટના હુકમ મુજબ બીશપને ત્યાં જાય છે, અને જેકસ નામના બટલરની મારફતે મજકુર ખાનગી 'ડાઇનીંગ રૂમ' માં જગ્યા મેલવે છે જે મોર્ન લાઇટનો મળત્યો જણાય છે, અને અડીભીડીના જોખમના વખતે, છટકી જવા તે તેને એક છુપો રસ્તો દેખાડી રાખે છે; પેલી તરફ મારફો (રોઝો) રાહ જોઇ જોઇ, હોટલ તરફ પાછો ફરે છે; જયા તેને બીશપ હોટલમા આવવાનો હીલડરેઠ તરફથી ટેલીફોન મલે છે.

મોર્ન લાઇટ, હીલડરેઠને સઘળી બીનાથી વાકેફ કરવા ટેલીફોન કરે છે, મગર તેટલાંમાં, તેણીના ઓરડામાં ભમતો ભુત આવી લાગે છે; પેલી તેનો સણુસારો સમજી જઇ, ટેલીફોનપર જુઠું જુઠું હસવા પડી જાય છે; પેલી તરફ હીલડરેઠ વીચારમાં પડી જાય છે, જ્યારે આ તરફ, મોર્ન લાઇટનું આ કંઇ મોહબતનું છોબત હતું એમ સમજી લઇ ભમતો ભુત અદેખો પડી તેણીના આંગપર ધસે છે.

ટેબલપર પડેલી છરી ઉંચકી લઇ પેલી પોતાનો બચાવ કરી આ બદમાશને દુર રાખે છે.

નાદાન છોકરી, શું તારી આ છરીની ધમકીથી ભુત બીહે

તેઓએમ તેમજ ચેકને ગભરાવનાર,

આ કીસમે, ભમતા ભુતને, ખુબસુરત મોર્ન લાઇટે, એક વ… છુરીની મદદથી દુર કીધેલો આપણે જોયો છે; મગર તેણીની આ બેંચ… ઉપર આ મવાલી ભાઇ મુછમાં હસી નીચે ઉતરે છે, અને ત્યાં ટેલી… બોર્ડપરથી. મોન લાઇટે છેલ્લા કીધેલા ટેલીફોનનું નંબર મેળવે છે, જે પરથી, "બીશપ કાફે" માં ટેલીફોન કીધો હતો એમ તેને માલમ પડે છે.

તે હવે પોતાને ઘરે ટેલીફોન કરે છે. અને ત્યાંથી વીલયમ મારફતે તે જાણે છે કે સુંદર મોર્ન લાઇટ, હીલડરેઠ કયાં હતો તે જાણતી હતી; ભમતો ભુત હવે થોડાંક માણસોને લઈ જઇ હીલડરેઠને પકડી લાવવાનો વીલયમને હુકમ આપે છે જે મુજબ તે બીશપ કાફે તરફ નીકલી જાય છે,

પેલી તરફ પેલાં 'કાફે'માં, બટલર, જેકસ, આપણા જવાન હીલડરેઠને 'ભમતા ભુત'ની નેકનામીથી વાકેફ કરે છે, અને ભમતા ભુત મારફતે કરાવવામાં આવેલાં પેલા બેંકરનાં ખુનને માટે, બેંકનો રામોસી કેમ ફાંસી લટકી ગયો, અને તે પછી ભમતા ભુતે, તેનાં બઇરી છોકરાને કેમ આસરો આપ્યો વગેરે જણાવે છે, અને એ અરસામાં, થોડાક બદમાશો સહીત વીલયમને ધસી આવતો તે જોય છે; અને તેઓને ઓલખી લઇ તે હીલડરેઠને છુપે રસ્તે નહસાડી દેય છે; બદમાશો આવી પુગે છે અને જેકસને પીસટોલપર લઇ, પેથો છુપો દરવાજો ખોલવાની તેને ફરજ પાડે છે.

અત્રે જયારે આ ધમાધમી ધમધમે છે, ત્યારે આપણો

## પહેલવાન રોલો

પોતે શું કરતો હતો, તે તપાસ્યે પોતાના જવાન શેઠ હીલડરેઠની સલામતી માટે બીલકુલ ચીંતામાં પડેલો આ સેક્રેટરી તેની શોધમાં નીકળે છે, અને હીલડરેઠનાં ટેલીફોન કરવા મુજબ તે બીશપ કાફેમાં આવી પુગે છે, જયાં તે બદમાશોને જેકસપર હુમલો કરતો જોઈ, આ સઘળું હીલડરેઠ માટેજ થતું હતું એમ સમજી જઈ એક ભુખ્યા વાઘની મીસાલ, તે, આ લોંકડીઓનાં ટોલાંમાં ટુટી પડે છે, અને બોલ બોલતામાં, દેધીમ દેએ ધીઇઇમ કરી દઇને આ સઘળા બદમાશોને વેર વીખેર હાલતમાં નહસાડી દેય છે.

અતરેથી છટકેલો હીલડરેઠ, હજારો વીચાર અને ગુસ્સાઓથી ઉભરાતી છાતીએ મોર્ન લાઇટનાં ઘરે ધસી જાય છે, પેલી તેને આ કીસમે ત્યાં જવાની નાદાની કરવા માટે ઠપકો આપે છે. હીલડરેઠ પુર ગુસ્સાથી 'ભમતો ભુત', કોણ હતો તેનું નામ જાણવા માટે…

## એક ભુત મીસાલ

આવી ઉભો રહે છે—પેલી ગંગેટાપ્રે જાય છે, અને નક્શામાં હીલડ-રેઠ આપ્યતો કેદ પકડાય છે.

ડીટેકટીવ જેરી, કે જે આવા કોઇક ભમતા ભુતની હસતી વીશે માને છે, તેની અને તેના વડાની વચ્ચે આ બાબદમાં ટપાટપી થતાં, જેરીને રૂખસદે પાનદાન મળે છે—મગર એટલામાં પેદરો આવી લાગી ખબર કરેછે. જેરી પેડરો સાથ જોડાઇ, આ ભમતા ભુતનો કાંટો કહાડી નાખવાનો ઠરાવ કરેછે. ઝવેરી આરબીન કે જે બાહેર ગયો હતો, તે, પોતાના ધંધાપર પાછો આવી લાગેછે. ભમતો ભુત પણ એક દીને તેની દુકાનમાં દાખલ થઇ રાહધાટ જોય છે.

બીશપને ત્યાં થયલી ફ્ટાફ્ટીમાં સખત ઇજા પામેલા જેરીને, હવે ડીટેકટીવ જેકસ, ઓસ્પીટલમાં મળવા જાય છે, મગર તે તો તદન બેસુધ્ધ પડેલો જણાય છે, જેવો તે સુધ્ધીમાં આવે કે તુરતજ તેને બોલાવી મંગાવવાનું ફરમાન જેરી ત્યાં આપી જાય છે.

આ તરફ, આરાબીનની ઝવેરાતની દુકાન ધોલે દીને લુંટવાનો 'ભમતો ભુત' પ્લાન રચે છે; આરાબીનનો સેક્રેટરી વીલયમસ, કે જે, ભમતા ભુતનો મલત્યો છે, તે, અરાબીનની ટાલકી સેકી નાખી તેને અધમુવો કરી નાંખી બારણા તરફ પુઠ કરાવી ખુરસીપર બેસાડે છે; સાઠ લાખનો નેકલેસ ગજવાંમાં મુકે છે એ બાદ, તે સ્ટોરના ડીટેકટીવને બીજા કામને બહાણે બોલાવી કેદ કરી લેય છે અને એ મુજબ સ્ટોરની અંદર તે ગોયા સઘલી 'લાઇન કલીઅર' કરી મુકે છે; રસ્તાપર બાહેર પણ, ભમતા ભુતની ગોઠવણ અનુસાર બેમોટારવાળાઓ જુઠી ધાંધલ કરે છે, અને તેથી લોકનું તેમજ પોલીસનું ધ્યાન તે તરફ ખેંચાય છે; સઘલી ગોઠવણ સંપુર્ણ થતાંજ સ્ટોરની અંદર એક સીસોટી ફુટે છે, અને પીસટોલો ઉંચકાવા સમેટ, દર દાગીના અને ઝવેરાતનાં કોઠળાઓ ભરાવા માડે છે; બોલ બોલતામાં આખી દુકાન સાફ કરી નાખી, પાછળ ઉભેલા મોટર ખટારાઓ ભરી લઇ બદમાશો પસાર થઇ જાય છે; અને રસ્તામાં એક ધાસનાં ગાડાંમાં આ લુટના કોઠલા નાખી દઈ તેઓ એક મોટરમાં નીકલી જાય છે.

આ સઘળું ભમતા ભુતના ગોઠયાઓ કરે છે જ્યારે, 'ભમતો ભુત' પોતે. હીલડરેઠ અને મોર્ન લાઇટને કેદ કરી એક 'મોટાર લોંચ' માં બેસી તરફ નીકલી જાય છે.

લીધેલા આ ભમતા ભુતને પકડી લાવવા જણાવે છે, ધરપકડ પોંહચે છે, મગર ખાલી કબાટો અને કેસીસો સીવાય, એક વાલભાર સોનું પોલીસની સોધમાં પાછું મળતું નથી.

પેલી તરફ, ભમતો ભુત, હીલડરેઠ અને મોર્ન લાઇટને લઇ, પેલા ભેદી ટાપુપર જઇ પુગે છે, જયાં તે પોતા હસતકનાં એક ઉજ્જડ મકાનમાં આ બંનેને દાખલ કરે છે, ખુબસુરત મોર્ન, ભમતા ભુતને પુછી, તે બાપડા હીલડરેઠને શું કરનાર હતો તે જાણવા ચાહે છે; 'ભુત' જણાવે છે કે "હીલડરેઠ આ ટાપુ જીવતો છોડી જશે નહી!" આટલું કહી તે તેણીને એક ઓરડામાં કેદ કરે છે, જયારે બીજા ઓરડામાં હીલડરેઠને પુરે છે.

બેંકર ઓમસટેડ કે જેને ગયા હપતામાં સાફ થઇ ગયલો, અને તેનો બેટો ખુનના વાંક માટે સંડોવાયલો આપણે આગળ જોઇ આવ્યા છીયે તે, ફરેડ ઓમસટેડ પણ તેજ ઓરડામાં કેદ જણાય છે. ભમતો ભુત આ બંનેને 'ઇનટરોડયુસ' કરાવી, સુલ્લેહ સંપથીજ રહેવાની સલાહ આપતાં ઠઠા કરે છે; અને એ રીતે હાલને કાજ હીલડરે- બાપડો કેદ પડે છે; મોર્ન લાઇટ પણ તાળાં ચાવીમાં પડે છે.

**શું તેઓ કેદ જ રહેશે?—શું તેઓનો મદદગાર પેદરો મુવો પડયો હતો?—શું તેણે હાથોમાં ચુડી પહેરી હતી?—ના, ના,, એએએ નાઆઆઆ!—**

આ રીતે કેદ પડેલો હીલડરેઠ અને જેક ઓમસટેડને નાહસવાનો લાગ મળે છે, મગર આ બાપડા બેની વીરૂદ્ધ બાર જણા નીકળી પડી, તેઓને તદન લાઇલાજ કરી નાખે છે. છતાં, આ બે જણા, જે કીસમે દાંત પીસીને આ બારની વીરૂધ મંડી જાય છે તેના અતી જોવાલાયક દેખાવો સ્ક્રીન થતા જણાય છે.

બીજી તરફ, આરાબીન ઝવેરીની દુકાન ખાલી કરી લાવેલું સઘળું ઝવેરાત, બદમાશો તપાસતા જણાય છે, અને ઓ, આફત! જે ચીજની જરૂર હતી, જે ચીજ માટે આ સઘળી ધમચકરી હતી, તેજ ચીજ પેલો નેકલેસજ ત્યાં હતો નહીં! બદમાશોની આ તપાસ દરમ્યાન 'ભમતો ભુત' ત્યા આવી લાગે છે, અને જોઇ લેવ, આ નામચીન નંગના સાગેર્દોની ધુંજાધુજ. તેઓ આરાબીનના સેકરેટરી વીલયમપર શક ખાય છે, મગર ભમતો ભુત પોતે, તેને નીરદોશ માને છે, આ સઘળા ઉજબખો ઉપર, આટલું નજીવું કામ ન થયું કહી ફીટકાર વરસાવે છે.

આગ્ની કંઇક લખાવે છે, ટેલીફોન મળતાં બાહદુર રફે ! જાય છે, ડૉક્ટર તેને લખેલી ચીઠી આપે છે જે, તે વાચે છે.

"મોર્ન લાઇટ—ટેડ ડાસ્રી—મોર્ન લાઇટનો મકાનમાં."

મારકોને (શેલો) હોસ્પીટલમાં દોડી જતો, બે લુચ્ચાઓ જોતાંજ, તેની પુઠે પડે છે, અને એક જણ ટેલીફોનથી ભમતા ભુતને વાકેફ કરે છે, અમે મારકો (શેલો બાહેર પડતાંજ તેઓ લાગ જોઇ તેનીપર તુટી પડી પેલી ચીઠી ઝુંટવી લઇ જાય છે.

ચીઠી ગઈ તો પરવાહ નહીં. મારકો શેલો સઘળી બીનાથી જેરીને વાકેફ કરે છે, અને તેઓ બીજા બેને લઇ મોર્ન લાઇટનાં મકાનમાં તપાસ કરવા જાય છે, અને ત્યાં તેઓની સેવામાં અચાનક ભમતો ભુત ફુટી નીકળે છે, અને હજી તો શું બન્યું તે માલમ પડે તેની અગાઉ આ ચાર જણાની સામે ચકિદ પીસટોલની નલી ટંકાય છે—અને આ ચારે ભમતા ભુતના હાથપર ગીરફતાર થાય છે.

આટલેથી ન ધરાતાં, આ બદમાશો પોલીસ વડાં મઠકે ટેલીફોન કરી "ભમતો ભુત પકડાયો હતો, તમો આવો" એમ કહી ડીટેકટીવ જેરીને પણ બોલાવી મંગાવે છે, આ બાપડો માણસો લઇ, હાંફતો હુંફતો આવે છે, મગર ત્યાં ભુતને બદલે પોતાનાંજ માણસોને ગીરફતાર થયલાં જોય છે; એક જણને ત્યાં તપાસમાં રાખી બાકીનાંઓને લઇ તે બાહેર પડે છે.

મારકો (શેલો) એક ઘણોજ જોખમ ભરેલો આસામી હતો, એમ ભમતો ભુત જાણતો હોવાથી તેને બે બદમાશો અસતફ, એક મોટરમાં નાખી, પેલાં ભેદી મકાનમાં મોકલી આપે છે, મગર આ તરફ આપણા મારકો (શેલો) મીયાં હતા; મોટારકાર એક પુલપર આવી લાગતાંજ આ ભાઇ, પોતાના બંને ચોકીબાનોનાં થોબરામાં, એક એક ઉંધે હાથની બેલી દઈ નીચે પાણીમાં કુદી પડી, તરીને કીનારે નીકળી જઇ ત્યાં ચરતા એક ઘોડાપર સ્વાર થઇ નાહસે છે; બદમાશો પુઠે પડે તે; મારકોએ (શેલો) પોતે આ બે બદમાશોને વાત કરતાં સમજેલું હોવાથી તે જેરી પાસે જઇ, ભમતો ભુત અરધા કલાકમાં આરાબીનને ત્યાં જનાર હતો એમ જણાવે છે.

પેલી તરફ પેલાં ભેદી મકાનમાં, તપાસ માટે રહેલો એક લુચ્ચો, ખુબ નંગદ દારૂ પી ધરાઈ, બુરી નીશટાથી મોર્ન લાઇટના ઓરડામાં જાય છે;

રાને બુમ બરાડા સમજી, હીલડરેઠ બારણું ભાંગી રોન

આવી ફો છે અને

છે; મગર ભમતા ભુતથી ધાસતી ખાઇ ગયલો બાપડો જેક, તેનાજ હવાઇ આકારો જોય છે, અને તમ્મર ખાઇ ટુટી પડે છે; એટલામાં એક ટેલીફોન આવે છે, જે હીલડરેઠ નીચે મુજબ સમજે છે.

"રાત્રે બાર વાગે હીલડરેઠનો નીકાલ થઇ જશે."

ગરીબ બાપડો હીલડરેઠ! ગોયા તે બાપડો પોતાનાં મોતનું વોરંટજ એ કીસમે, ટેલીફોનપર સમજી લેય છે. પેલી તરફ ભમતો ભુત, પોતાની સદાની કુનેહ કારસાજી બતાવતો જણાય છે. આરબીન પાસથી નેકલેસ મેળવવાનો હતો, તે માટે તે મોર્નલાઇટની પેલી આગલી દાસીને આરાબીનને ત્યાં નોકરી રહેવા મોકલે છે, બટલર બી તેનાજ હુકમ હેઠળનો જણાય છે. હવે સઘલી તઇયારી પછી, આ નેકનામ પોતે આરાબીનને મળવા જાય છે અને પોતે 'ભમતો ભુત' હતો, એમ જણાવી, પાક બેહયાઇ અને નફ્ટ શોખાઈથી પેલા નેકલેસની માગણી કરે છે; ઉશકેરાઇ ગયલો આરાબીન, સેકંડના સપાટામાં, ખાણામાંથી પીસ્તોલ ખેંચી કહાડી આ બદમાશની સામે ફોડે છે—પણ—પણ— પઅઅઅણ—

**શું ભુત મરી ગયો?—આહાહા! મેહરબાનો, આમ જો ભુત મરતો હોય તો પછી કામ શું લાગે?—આ તો એક ચમતકાર હતો; શું ચમતકાર હતો?**

આરાબીનને ત્યાં રહેલી નવી દાસી અને બટલરનું એક કાવતરૂં અત્રે ખુલ્લું થાય છે; આ બંને જણ ભુતના તાબામાં હોવાથી બટલરે અગાઉથીજ પીસ્તોલમાંથી ગોળી કહાડી લીધેલી જણાઇ આવે છે, જેથી બાપડો આરાબીન આ બદમાશ ભુતના હાથપર લાઇલાજ થઈ પડે છે, એક સેકંડના સપાટામાં ભુતનાં માણસો ઓરડાના એક એક ખુણામાંથી નીકળી આવી પેલા નેકલેસ માટે શોધ ચલાવે છે.

એ અરસામાં પેલી તરફ આપણો બહાદુર પહેલવાન પેદરો (રોલો) પોતે શું કરતો હતો તે જોઇએ, ચાલતી મોટરમાંથી નીચે નદીમાં કુદી પડેલો આ પેદરો એક ધોડા ઉપર બેસી પુર ઝડપે ડીટેકટીવ જેરીની ઓફીસ આગળ ધસી આવી, ભમતા ભુત આરાબીન ઝવેરીને ત્યાં નેકલેશ લેવા ગયો હતો. એમ જણાવે છે અને તે તેમજ જેરી અને બીજા આઠ દશ લાઉલઠ પોલીશ સીપાઇઓ એક મારતી મોટરમા આરાબીનના ઘર તરફ જાય છે, મગર ત્યાં તો તે અગાઉનો પેલો નેકલેશ તો લુચ્ચાઓ મેળવી લઇ નીકળી જવાની તૈયારીમાં જણાય છે. જેરી આરાબીનની આગળ આ ભમતા

આપે છે, અને પેડરો (રોલા) ને સખત વહેમ પડી જાય છે: અને આરાબીન તરફની એક નાની ઇશારત સહીત પેદરો તથા જેરી સઘળું પામી જાય છે. આમન સામન પીસ્તોલ ફુટે છે અને ભમતો ભુત પોતે ઘાયલ થઈ પછડાઈ પડે છે અને બીજા બદમાસો તથા ડીટેકટીવ આમન સામનની આપલેમાં રોકાઇ રહે છે. બાદ પેલી તરફ પેલા ઉજડ ટાપુપરનાં ભેદી મકાનમાં બાપડો જેક ભમતા ભુતનો આકાર જુવે છે અને તે ધાસ્તી ખાઈ એક મુરદા મીસાલ જમીનપર પછડાઇ પડે છે; એ અરસામાં ટેલીફોન આવે છે. અને તેપર આપણો હીલડરેઠ ખુદ પોતાના મોતનું ગોયા વારંટ સમજે છે. એ અરસામાં પેલી કરામતી કારસાજીથી ટેબલ સહીત ભોંય નીચે જતી જણાય છે અને ન ધારેલો કંઇ નહાસવાનો આસરો મેળવવાની આશામાં હીલડરેઠ તથા મોર્નલાઇટ તેપર કુદી પડે છે, પણ નહીં! નીચે જતાં તેઓને ત્યાં આગળ આપણો ભમતો ભુત ઉભેલો જણાય છે અને તેઓ બાજુએ ફરે છે તેટલામાં તો તેઓ બોલ બોલતામાં એક નાના ઓરડામાં અફડાઇ જાય છે

બીજી તરફ આરાબીનને ત્યાં સઘળું ઠીકઠાક કરી જેરી પોતાની ઓફીસમાં જાય છે. જ્યારે મારકો (રોલો) પેલા બેને બચાવવા એક નાની હોડીમાં બેસી પેલા ટાપુપર જવા નીકળે છે અને જેરી પોતાનો રીપોર્ટ લખવા બેસે છે મગર ખુદા માલુમ, શું બની ગયું!— કંઇક છુપી કારસાજી ગોયા તેની પર સાહયો નાખી બેઠેલી જણાય છે અને તે કંઇનું કંઇ લખી મારે છે, અને જ્યારે તે રીપોર્ટ લખીને પોતાના વડા પાસે લઇ જાય છે ત્યારે ભમતો ભુત પકડાયો હતો. વગેરે વાંચવાને બદલે હું રાત્રે બાર વાગે નેકલેશ લેવા આવીશ. લી. ભમતો ભુત એમ લખેલું જણાય છે, આ લખાણ વાંચવાથી જેરીને કમીશનરે ઠપકો આપી તેં પકડયો અને દહાડા પાકા વગેરે કહે છે અને ભુત મરી ગયો હતો એમ જેરી ખાતરી આપે છે અને આરાબીનને ટેલીફોન કરે છે અને ત્યાંથી એવો જવાબ મળે છે કે ભુતનું શરીર ત્યાં સલામત પડેલું હતું, જેરી એકવાર ફરીને પોતાનો રીપોર્ટ લખવાની કોશેશ કરે છે મગર નહીં, ભમતા ભુત તરફનો બીજો પેગામ કોઇક છુપી રીતે લખાય છે કે "ઉજડ ટપુપરનાં ભેદી મકાનમાં આજે રાત્રે આવજે અને નેકલેશ લાવજે. ભમતો ભુત."

ગુંચવાયલો ગભરાયલો ડીટેકટીવ જેરી આરાબીનને ત્યાં ધસી જાય છે, અને ત્યાં ભુતનું શરીર પડેલું જોય છે; ત્યારે એ હતું તો પણ શું? જેરી

નેકલેશ પોતાનાં સ્વાધીનમાં લેય છે અને પેલી તરફ પેલા નાના

અને મોર્નલાઇટ પોતાની ઓરડીમાં એક.

જણાય છે, બાર વાગે તેનું મરણ આવવાનું હતું તે હીબડોકને યાદ આવે છે અને તે હજુ વધતા જતા અંધારામાં ઓરડાની એક બાજુથી રેતી પડતી જુવે છે અને આ રેતીથી ઓરડો ભરાઇ જતાંજ તે તથા મોર્નલાઇટ જેવા કંગાલ મોતે મરનાર હતા તેનો ખ્યાલ આવે છે.

હવે જેરી પોતે પેલા મકાનપર આવે છે અને સઘળા ઓરડાઓ ખાલી જુવે છે અને એક ઓરડામાં ટેબલપર મેલો નેકલેશ મુકી જરા ઉભો રહે છે એટલામાં વચમાં ભુત પોતે દેખાવ દેય છે અને નેકલેશ લેવા આગળ વધે છે તેવીજ પીસ્તોલનો અવાજ અને બત્તી બુજાઇ જાય છે અને પાછી લાઇટ થતાંજ જેરી ભુતને તેમજ મેલા નેકલેશને લઇને પસાર થઈ ગયલો જુવે છે, જેરી બહાર ધસે છે, ત્યાં તે ભુતને જોઈ પીસ્તોલપર લઇ તેના હાથે બેડી નાંખે છે. અને ભુતને પકડયો હતો એમ ટેલીફોન કરીને પાછો ફરતાં ભુતને ત્યાંથી પસાર થઈ ગયલો જુવે છે.

આ તરફ જ્યારે ભમતા ભુતને હાથે બેડી પડે છે ત્યારે તેજ વખતે પોલીસ ચોકીમાં ભમતો ભુત પોતે કમીશનર આગળ હાજર થઇ પોલીસ ફોજમાં જોડાવાની અને ભમતા ભુતને પકડી આપવાની માગણી કરે છે; કમીશનર હસીને તેને બાહર કાડે છે એજ વખતે આરાબીનનો ટેલીફોન આવે છે કે ભમતા ભુતનું શરીર સોફાપરથી ઉંચકાઈ ગયું હતું.

એ અરસામાં બહાદુર મારકો (રોલો) બોયરાને રસ્તે પેલા ઘર તરફ આવે છે અને બાર વાગવાને ફક્ત એકજ મીનીટ બાકી રહે છે તેટલામાં પેલા બંનેને બચાવે છે, અને બીજીજ પળે એક ધડાકા સમેત પેલો ઓરડો ખલાસ થઇ જાય છે.

બેહી મકાનમાથી જીવના જોખમે બચવા પામેલા જેક અને મોર્ન લાઇટ પેડરો સાથે અહીં તહી નાહસવા માંડે છે, તેટલામાં તેઓ લોખંડી બખતરમા સજાયલા ત્રણ ભુત જેવા આકારોને પોતા તરફ આવતા જોય છે. આ આકારોનાં મોહમાંથી કંઈક ધુમાડો નીકળતો જણાય છે અને આ ધુંવો ઝેરી ગેસનો હતો એમ માની જઈ મારકો (રોલો) તથા પેલા બંને જણા જીવ લઇને નાહસવા માડે છે; અત્રે આ બાપડા નીરાધારોને ગોયા કુદરત પોતે મદદ કરતી હોય તેવો રંગ નજર આવે છે; તુફાન વધે છે; અને એક જબરા ધડાકા સમેત વેરાન ખેડાણ બની જઇ, પેલા ત્રણે ભુત જેવા આકારો, ધુળ મટોડાંમાં દબાઈ પડી તારાજ થઇ જાય છે.

પેલી તરફ, મોર્ન લાઇટની આશ્રતી દાસી સીસીલીયા શું કરતી હતી તે જોઇયે. તેણી આપણા નેકનામ ભમતા ભુતની સઘળી ખબ

મેધલાબક્ષ તેણીને તરછોડી કહાડે છે, મગર પોતે તેની દરેક ભેદ જાણતી હતી, અને તે શાથી મરનાર હતો તે પણ તેણીને ખબર હતું, એમ તેણી તેને જણાવે છે, મગર નહીં; ગુસ્સાથી દીવાની બનેલી આ છોકરી હવે, એક આબદાર ખંજર હાથમાં પકડી, ભમતા ભુતપર તે ઉગામે છે; કારણ કે ભમતા ભુતપર ગોળીઓની અસર થતી હતી નાહીં પણ જો તેના ઉપરમાં છરી કે ખંજરનો જખમ કરવામા આવે તોજ તે મરે એમ તેણીને ખબર હતું; મગર તેણીનાં જેવાં એક મગતરાંને હાથ શું આ ભુત મરનાર હતો ?—તેણી હાથ ઉગામે તે અગાઉ તો તેણીને પકડી લેવામા આવે છે; પેલી તરફ જેક હીલડરેંઠ અને મોર્ન લાઇટ અરસપરસ પ્યારની મોહબત જાહેર કરે છે; પેલી તેને ચાહું છું એમ કહે છે, મગર તરતજ, કંઈક છુપી શકતીઓ તેણીપર કામ કરતી હોય તે કીસમે તેણી પાછી ના કહેછે. એ શું ભેદ હતો ? ગમે તે હો, મગર અંતે તેણી "હું તને ચાહું છું" એમ કહી તેને ગળે વળગી પડે છે; જેક તેણીને પોતાની વીંટી પહેરાવે છે.

ભમતો ભુત આ સઘળું જોય છે, અને જેકના જતા પછી તેણી આગળ આવી એકજ હુકમ સહોત. જેકની વીંટી પોતે મેળવે છે; એટલાંમાં પીસતો ‹ પુટે છે, અને બગીચાની ઝાડીઓમાંથી ભુત કોઇકને નાહસતાં મેઇ પાછળ પડી પેલી સેસીલ્યાને પકડે છે. મોર્ન લાઇટ પોતાના મકાને જાય છે; મોર્ન લાઇટને જેક મળે છે, અને તે પેલી વીંટી ગુમાયલી જાણે છે. આ સઘળું શું હતું, અને ભમતો ભુત, મોર્ન લાઇટપર શું અસર ધરાવતો હતો તેથી અંજાણ જેક હીલડરેંઠ અતી અજાયબ થાય છે; આ તરફ આરાબીન ઝવેરીને અને પોલીસ કમીશનરને ભુત તરફથી સંદેશો મળે છે, કે તેઓ પાસનો નેકલેસ લેવા મેળવશે, ભમતો ભુત પોતે બારે દીવે તસરીફ લાવનાર છે!

અપણો (પહેલવાન રેલો) મારકો પોને શુ કરતો હતો તે જોઇએ. તે સેસીલ્યાને બે ચાર બદમાશો સાથે વાતચીત કરતી સાંભળે છે, અને તેણીએ આપણી મોર્ન લાઇટને કેવી ભયકર રીતે મારી નાખવાની યોજના રચી હતી તેથી વાકેફ થાય છે. આ યોજના એવી હતી કે હીલડરેંઠવાળી વીંટીમાં ઝેર ભરી તે પછી તેણીપર મોકલી આપવી અને તે વીંટી મોર્ન લાઇટ પહેરતાંજ, એક છુપી ચાંપ દબાઇ, પેલું ઝેર તેણીની આંગળીમાં દાખલ થઇ, તેણી તાબડતોબ મરણ પામે,

આ ભયંકર કાવત્રાંથી વાકેફ થતાંજ મોર્ન લાઇટ, તેમજ જેક

ધીમ ફરીને જીવના જોખમે નાહસે છે, તેના ખરેખરા જોવા લાયક દેખાવોથી ફીલમનો આ ભાગ ધમધમી રહે છે.

આ તરફ નેકલેસ લેવા આવનાર, ભમતા ભુત માટે આરાબીનના ઘરમાં સર્વ તઇયારીઓ કરી રાખવામાં આવે છે. કમીશનર એક ટેબલ આગલ બેસે છે, અને તેજ ટેબલનાં ખાનામાં તે પેલો સાઠ લાંખ રૂપ્યાની કીમતનો નેકલેસ રાખે છે; આહ! તેને કયાંજ ખબર હતું કે આ સઘળી બીનાથી ભમતો ભુત પોતે વાકેફ હતો.

બરાબર પોતે નક્કી કીધેલા વખતે આ શેઠ સાહેબ, ભમતા ભુત પોતે નેકલેસ લેવા આરાબીનનાં મકાનમાં દાખલ થાય છે; ટેબલ આગળ બેઠેલા કમીશનરને તે પુર માનથી નમન કરી પેલા નેકલેસની માગણી કરે છે. કમીશનર સાહેબ ખુબ ખભરાટથી કહે છે, "જાવ-પેલી તીજોરીમાં છે-લેવ કાઢ કરો!"—"મેહરબાનની નામદાર" કહી ભમતો ભુત તીજોરી આગળ જાય છે. ખુલી તીજોરીનું બારણું ઉઘાડે છે, અને અંદરથી લાઉફ્ડ પોલીસ અમલદારો બાહેર નીકળી પડી ભમતા ભુતને પીસતોલપર લેય છે.

**વેલ, શું ધાર્યુ?-શું ભમતો ભુત આ વખતે ખરેખર સપડાયો હતો?—એજી જાવજી—ભુત પોતે સપડાયો હતો કે તેને સપડાવનારા સપડાયા હતા તે જરાક ધ્યાનથી જોજે—જી.**

મગર તે તેટલોજ વખત? એક વાર ફરીને ધમાધમી અને ધરપકડમાં, બદમાશ બચ્ચો ભમતો ભુત એક વાર ફરીને આગલા ઓરડામાં દાખલ થઇ, ટેબલનાં ખાણામાંથી નેકલેસ કહાડી લઇ, ઠંડે કલેજે ટેબલપર ચાર એક્કા ગોઠવીને જાય છે, જ્યારે બીજી તરફ, અરાબીન ઝવેરી કમીશનર અને તેનાં માણસો તીજોરીવાળા ઓરડામાંજ શોધખોળ ચલાવે છે; વહેમ પડતાં કમીશનર આગલા ઓરડામાં ધસી આવે છે, મગર ત્યાંથી નેકલેસ સાફ થઇ ગયલોજ જણાય છે.

પેલો તરફ, વીંટીનાં કાગત્રાંથી વાકેફ થયલો મારકો (રોલો) હીલડરેકને એ વાતથી ચેતાવવા ધસી જાય છે, અને ત્યાં મોર્ન લાઇટને તે વીંટી પહેરતાં, કંટાકટ વખતે અટકાવી લેય છે; હીલડરેક અને મોર્ન લાઇટ હવે સ્પેશયલ લાઇસંસ મેળવી પરણી જવાનો ઠરાવ કરે છે, અને તે માટે મોટાર બોલાવા ગોઠવણ કરે છે; આ અરસામા ભમતો ભુત, ભેદી રીતે ત્યાં આવી પુગી આ સઘળી ગોઠવણ જાણી લેય છે, અને હીલડરેકે બોલાવેલી ટેક્ષીકર આવી લાગતાં, તે તેના સેફરને ઉઠલાવી નાખી તેની જગ્યા લેય છે.

તેઓની પાછળ બાહેર નીકળેલો મારકો (રોલો) પેલા સોફરને તડફડયાં મારતો જોઈ, સઘળી બીનાથી વાકેફ થઇ પાછળ પડે છે; એક પોલીસની મદદ લેય છે, તેને પોલીસ ઓફીસમાં ખબર કરવા મોકલી, પોતે દરીયામાં કુદી પડે છે, ભુત તેની તરફ પીસતોલ ફોડે છે, મગર એક અચ્છી ડુબકી લઈ મારકો, (રોલો) બોટની પછવાડે, પંખાની અડફતમાં આવીને ટુકડા થઈ જવાની ધાસ્તીમાં દોરડું પકડી બોટની સાથ ઘસડાયો જાય છે

ભમતો ભુત હવે આ બંને જણાને પેલાંજ ભેદી મકાનમાં લઈ જાય છે, જ્યારે મારકો (રોલો) સાથે કીનારાપર ચાર પાંચ જણાને અઠડામણ થાય છે; એ અરસામાં પોલીશ કમીશનર પણ સીપાઇઓની એક ટુકડી સહીત આવી પુગે છે ભેદી મકાનપર હલ્લો લઇ જવામાં આવે છે. એક કદી ન જોઇ હોય તેવી ધમાધમી થઇ રહે છે, મોર્ન લાઇટ માટે અદેખી પડેલી સેસીલીયા, છુપું બટન દાબી, આ બાપડા બંનેને ભોંયરામાં ઉતારી દેય છે; ધમાધમી દરમ્યાન ભમતો ભુત કંઇક અજબ રીતે પસાર થઇ જાય છે, પોલીશ કમીશનરના હુકમથી આખું મકાન ડીનેમાઇટથી ઉડાડી મુકવામાં આવે છે, કેટલાક બદમાશો પકડાય છે, બાકીના છુંદાઇ મરે છે, અને હીલડરેઠ તથા મોર્ન લાઇટને આગનાં શોળાઓ વચ્ચેથી, અતી કટોકટ વખતે જીવના જોખમે મારકો (રોલો) બચાવી લેય છે તેના અતી દીલ ધડકાવનારા દેખાવો સ્કીન થાય છે.

બચી ગયલાં હીલડરેઠ અને મોર્ન લાઇટ પરણી જવાની તઇયારી કરે છે, અને હીલડરેઠ લાઇસિનસ લેવા જાય છે. આ તરફ અરાબીન ઝવેરી, પોતાના નેકલેસ માટે જે તાણાજાણીથી કમીશનરને વીંધી નાખે છે તેના ખરેખરા જોવા લાયક દેખાવો સ્કીન થતા જણાય છે.

ભમતા ભુતને ખરાં જીગરથી ચાહતી સેસીલ્યા હવે ખુનપર ચહડી ભમતા ભુતને ખંજર ભોંકવા જાય છે, મગર તેના મદદગારો તેને બચાવી લેય છે; આ તરફ ભમતો ભુત પોતે પણ તેજ રાત્રે મોર્ન લાઇટને પરણવાનો મજબુત ઠરાવ કરે છે. આ તરફ મારકો અને પોલીસ ટોળકી ભુતનાં ઘર આગળ આવી પુગે છે; મારકો પોતે પહેલાં અંદર જાય છે, મગર ન ધારેલો એક અચુક ફટકો તેને બેશુદ્ધ બનાવી જમીનપર તોડી પાડે છે; ડીટકટીવ જેરી અને બીજાઓ પાછળ જાય છે, મગર તે સઘળાઓ ભુતના

થાય છે, તે આ સઘળાને બાંધે છે, અને ટેલીફોન આગળ

પેલી તરફ હીલડરેઠ અને મોર્ન લાઇટ, લાઇસન્સની સઘળી તઇયારીઓ સહીત, પાદરીને આવવાની રાહ જોતાં થોભે છે; પાદરીને બદલે ભુત પોતે દાખલ થઇ, હીલડરેઠને પકડી છરીની ધારપર લઈ, પોતે પોતાનું લાઇસન્સ દેખાડી, પાદરી આવે કે ગુપચુપ પોતા સાથ પરણવા, મોર્ન લાઇટને કહે છે, અને નહીં તો હીલડરેઠ માર્યો જશે એમ જણાવે છે.

પેલી તરફ મારકો મહામહેનતને છુટો થઇ, પોતાના ગોઠીઆઓ હતા તે ઓરડામાં આવે છે, જેરી પેલો બોમ્બ બતાવે છે, બીજી બાજુથી ભમતો ભુત પોતાનાંજ ટેલીફોનનું નંબર માંગે છે.

**શું પેલાઓ છુટે તે અગાઉ ટેલીફોન વાગશે? શું આ તરફ ખરેખર ભમતો ભુત પોતે મોર્ન લાઇટને પરણશે?**

બહાદુર મારકો એક તરફ ભોયરામાં કેદ પડેલો, અને ડીટેકટીવ જેરી તેમજ ઝવેરી આરાબીન વગેરેને બીજી બાજુએ ભમતા ભુતના હાથપર સપડાયલા આપણે જોઈ આવ્યા છીએ. ગરીબ બાપડો રોલો પોતે જ્યાં કેદ પડયો હતો ત્યાંથી નીકળવાના ઘણા ફાંફાં મારે છે પણ તેને ત્યાંથી બચવાની કે પસાર થવાની એક પણ બારી જણાતી નથી અને આ વખતે પીંજરામાં સપડાયલા એહાદ ઝનુની વાઘના જેવી તેની અછાડપછાડના દેખાવો અત્રે બહુજ જોવા લાયક સ્કીન થય છે.

પેલી તરફ સપડાયલાઓના હાથ મજબુતથી પકડી લઇ તેઓને સદાને માટે સામતો રસ્તો કરી નાંખવાનો પ્લાન કરી બદમાશ ભમતો ભુત ટેલીફોનના તારો સાથે એક બોંબનું જોડાણ કરે છે અને પુર ઠંડાઇથી પોતાની આ યુક્તિ વીશે બધાઓને વાકેફ કર્યા કે જેવો ટેલીફોન વાગશે કે તમો સઘળાઓ યમપુરી પહોચી જશો, એમ જણાવી આ ઉસ્તાદ ઉઠાવગીર ત્યાંથી ચાલતી પકડે છે. અને તેથી છુટાપર આવેલો મારકો સામસામી ભીતે હાથ અને પગના ટેકાની મદદથી ઉપર ચહડે છે અને જેના છાતી ધડકાવનારા દેખાવો અત્રે સ્કીન થાય છે. બીજી બાજુ ભમતા ભુતના ફરમાન મુજબ તેનો એક ઉઠાવગીર ગોઠયો ઘરના ટેલીફોનનું નંબર માગે છે અને જવાબ મળતો નથી તેનું કારણ અત્રે ખુલું જણાય છે કે ટેલીફોન ઓપરેટરે પોતાની એક સહીઅર સાથ વાતચીતમાં મશગુલ હોવાથી પેલા બદમાશને માગેલું ટેલીફોન નંબર મળતું નથી અને એ જેટલો વખત વધારે જાય છે તેટલો વખત ત્યાં પેલા સપડાયલાઓના લાભમાજ ચુકે છે કારણ કે કટોકટ વખતે મારકો જઇ, તેઓને છોડાવે છે અને ટેલીફોનનું જોડાણ કાપી નાખે છે.

હવે આપણે પ્રીશ્રમના ચકરની બીજી તકરાર તપાસશે ! પેલા બંને વહાલા જીગરો હીલડરેઠ અને મોર્નલાઇટ લગ્નનું લાઇસન્સ લઈ આવી પાદરીની રાહ જોતા થોભે છે એટલામાં ભમતો ભુત પોતે ત્યા આવી લાગે છે અને તેના મોઢામાં મોર્નલાઇટ તથા હીલડરેઠના બોલ બોલતામાં લાઇલાજ કરી નાંખે છે.

અત્રે આ ઉસ્તાદ દીલાવગીર ખરા જીગરનાં જોસથી મોર્નલાઇટ માટેનો પોતાનો પ્યાર જાહેર કરે છે અને પોતે જે જોશથી તેણીને ચાહતો હતો તેટલો તું નહીંજ ચાહતો હશે એમ હીલડરેઠને કહે છે અને અતરે સઘળાને ત્રાહે ત્રાહે તોબા માફ માફ પોકરાવનારો બદમાશ ભમતો ભુત પોતાની મોહબતની નાસી પાસમાં અફસોશના આંસુ રેડતો ખુલ્લો નજરે પડે છે. અને તે મોર્નલાઇટને આજીજી કરતાં પોતાની આગલી મહોબતની યાદ આપે છે અને તેણી પણ પોતાના આ બંને આશક ઉમેદવારોની વચમાં ગાફેલપતના ગુંચવાડાથી મુંચ કદીાતી ગુંગળાતી લાઇલાજ થઇ બેસે છે. ભમતો ભુત હવે પોતાની ખાશ મોહસેસતની પૂરવારીમાં હીલડરેઠને એક ખુલ્લી ચેલેંજ ફેંકે છે. અને જો તે મોર્નલાઇટને ખરેખરજ ચાહતો હોય તો તેણીને માટે લડવાની ચેલેંજ કરે છે.

હીલડરેઠ ખુશીથી તેની આ ચેલેંજ સ્વીકારે છે, અને આ બંને જણા હવે એકલા ઓરડામાં હીસાબ ચુકવી લેવા જાય છે; અને અત્રે મોર્નલાઇટ ના વીલાપનું વર્ણન કરવાની ગોયા અશક્તીજ થઇ પડે છે, ઓરડામાં એકલા પડેલા આ બંને હમમર્દો એકબીજાને ભુખ્યા વરૂની અદાથી જુવે છે ભુત હવે એક મોટી છરી લાવી ટેબલપર મુકે છે અને જેના હાથમાં આ છરી આવે તે તેનો ઉપયોગ કરે એવું ઠરાવી બંને જણા ઓરડાને એક નાકે જઇ ઉભા રહે છે અને બંને આ છરી મેળવવા સામટો ધસારો કરે છે અને કર્મ સંજોગે ભમતા ભુતનાજ હાથમાં તે છરી જઈ પડે છે.

અત્રે હવે એક ખરેખરી ખુનખાર ઝપાઝપી અને મજબુત બાંધાના બળ વાન ભુતના હાથપર હીલડરેઠ મુરદું થઇ પડે એવા દરેકે દરેક ખુલ્લા સંજોગો જણાય છે. લડાઇનું પાસું અવારનવાર બદલાતુંજ રહે છે અને આખરે એક જીવતોડ લડત પછી હીલડરેઠ પેલી છરી ભમતા ભુતના હાથમાથી મેળવવાને શક્તિવાન થાય છે, એમ કરતાં તે જો કે થોડો ઘણો ઘાયલ પણ થાય છે.

હીલડરેઠના હાથમાં છરી જતાંજ હવે ભમતો ભુત પુર ઝનુનથી તેને વળગી પડે છે અને લડાઈ પુર જોશથી ચાલી જાય છે. હીલડરેઠના હાથપર ઝપતો ભુત અચુક રીતે ઘાયલ થઇ પડે છે અને બંને હરીફો છુટા પડે છે ભમતો ભુત બહાર નીકળી મોર્નલાઇટ પાસે જાય છે અને પોતે મરતો

પેલી તરફ કટોકટ બચી જવા પામેલો ડીટેકટીવ હેરી તથા આરાબીન અને મારકોની ટોળકી મોટરમા બેસી મોર્ન લાઇટના મકાને ધસી આવતં જણાય છે." અને મરતો મરતો બચી ગયલો તો બી આરાબીન ઝવેરીની છાતીએ ચહડેલો પેલો સાહઠ લાખનો નેકલેસ હજી બી હેઠો ઉતરેલો જણાતો નથીજ.

પેલી તરફ હીલડશેઠ પોતે બી કંઈ કમતી ઘાયલ થયલો નજ હતો ભમતો ભુત, પોતાની સઘલી જુહાકી ભુલી બેડેલો ભમતો ભુત, મોર્ન લાઇટની મોહબતમાં મરતો ભમતો ભુત આખરે તેણીની મોહબતમાં ગેયા મરતો જણાતો હતો. તેના જોડીદારોનાં ગમનો પણ કંઈ પાર ન નો મોર્ન લાઇટ પોતે પણ કંઇ કમતી દુખી અને ગમખાર નજ હતી;' બાંની આંખ્યો આંસુઓથી તર હતી, રુધળાંની છાતી દુઃખથી દબાતી તે સઘળાંઓ, આવાં ગમખાર પરીણામ માટે ગમખાર હતાં. ભમતો ભુત ખરે પોતાની જીંદગીને નાકેજ આવી:પડેલો હતો; તે મરતો હતો, ઘડી પલ હ તેને મરતો એક ઓરડામા છોડીને બીજા ઓરડામાં જતા [illegible] લાઇટ એક હેબટની ઓ સહીત ચોંકી ઉભી રહે છે. કારણ કે બાજ ઓરડામાં જયારે ભમતો ભુત મરવા પડયો હતો, ત્યારે આ બીજા ઓર, એક સાજો તાજો અને તનદુરસ્ત ભમતો ભુત તેની નજર આવી ઉભો રહે છે.

યા પરવરદેગાર ! એ આ ભેદ હતો તો બી શું ? જરાક ધીરજ પકડો સાહેબો, તમારી ઇંતેજારીની હદ આવી રહી છે. ભમતા ભુતને લગતે ભેદ ખુલે છે—એટલુંજ નહી પણ મોર્ન લાઇટની આસપાસ વીટલાયલો ભેદ પણ ખુલ્લો થાય છે. સઘળું આ હપતામાંજ બને છે, અને

**આ સઘલું તમારે સ્ક્રીનપર જોવા સીવાય બી છુટકોજ નથી.**